# બાલ શ્રી કૃષ્ણ (દ્વિતીય ભાગ)



સૌ. મુદ્રિકા અજારિયા

બાળજ્ઞાનમાળા— પુષ્પ ૨ જું

# બાલ શ્રીકૃષ્ણ

## (દુસરા ભાગ)



સંપાદિકા—સૌ. મુદ્રિકા અંજારીયા.

મૂળ લેખક—

શ્રીકૃષ્ણલાલ વર્મા.



અનુવાદિ[illegible]—

[illegible]ેન તેમીના [illegible]તનશા.

અને

કુમા[illegible] બેન હેમકળા [illegible]ક્ષ્મીદાસ.



પ્રકા[illegible]—

ગ્રંથભંડાર, [illegible] હાર્ડિંજ [illegible]ડ. [illegible]ુંગા, મુંબાઈ.

કિં[illegible] ચાર આના.

# વિષય–સૂચી.



**Printed by R. R. Bakhale, at the Bombay Vaibhav Press, Girgaon, Bombay**

**Published by Girdharisingh Varma for Proprietor, Granth Bhandar, Lady Hardinge Road, Matunga (Bombay).**

# નિવેદન.

નાનાં બાળકો ચિત્રોનાં શોકીન હોય છે. તેમને નાની નાની, સરળ ભાષામાં અને મનોરંજક ઢબથી કહેલી વાતો પસંદ પડે છે. એ વાત લક્ષમાં રાખીને અમે 'બાળ જ્ઞાનમાળા' નામની માળા આરંભ કરવાનો વિચાર કર્યો. તે વિચાર આજે જન્માષ્ટમીના શુભ અવસર પર શ્રીકૃષ્ણની બાળલીલા પ્રકાશિત કરીને કાર્યરૂપમાં પરિણત કરીએ છીએ. સૌ૦ મુદ્રિકાબેન અંજારીયા અને અનુવાદિકા બેનોનો અમે ઉપકાર માનીએ છીએ. કેમ કે એમના શ્રમથીજ આ પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે.

આ માળામાં નીચે લખેલી ખાસ વિશેષતાઓ રહેશે.

(૧) પ્રત્યેક બાબત નાની નાની કથાઓ વડે સમજાવવામાં આવશે.

(૨) દરેક પુસ્તકમાં દશથી પંદર સુધી ચિત્રો રહેશે.

(૩) દરેક પુસ્તક મોટા ટાઈપમાં છપાશે.

(૪) પ્રત્યેક પુસ્તકના કવ્હર પર તીન રંગનું ચિત્ર રહેશે.

(૫) પ્રત્યેક પુસ્તકની કિંમત રૂ. ૦-૪-૦ થી વધુ રહેશે નહિ.

(૬) આ માળામાં ધર્મ, ઈતિહાસ વિજ્ઞાન અને શિક્ષાપ્રદ મનોરંજનનાં પુસ્તકોજ પ્રકાશિત થશે.

(૭) ભાષા એટલી સરળ રાખવામાં આવશે કે પહેલા અને બીજા ધોરણનાં બાળકો પણ માળાના પુસ્તકો સહેલાઈથી સમજી શકશે.

બાળ જગતની સેવા કરવાનાં મનોરથ ઘણાં છે. તેમને પૂરાં કરવાં જનતા-જનાર્દન અને વાંસળીવાળાની સહાયતા પર નિર્ભર છે.

નિવેદક—

ગ્રંથભંડાર, લેડી હાર્ડિંજ રોડ, માટુંગા, મુંબઈ.

# બાલ શ્રીકૃષ્ણ



## ૨૧ બ્રહ્માજીનું પગે લાગવું

શ્રીકૃષ્ણ અને બાળગોવાળો ગાયો ચરાવતા ચરાવતા નદી કિનારે આવ્યા, તે વખતે બપોર થઈ ગઈ હતી. શ્રીકૃષ્ણ બોલ્યા:–"ભાઈ મને તો બહુ ભૂખ લાગી છે. લાવો કંઈ ખાવાનુ કાઢો." બીજાઓએ પણ કહ્યું:–"હા હા કાઢો. અમારા પેટમાં પણ ગલુડીયાં બોલે છે."

બધાએ પોતપોતાનાં ભાતાં કાઢયાં. કોઇએ આંબાનાં તો કોઇએ ખાખરાનાં, કોઇએ કમળનાં તો કોઇએ કેળનાં પાન તોડી તોડીને એકઠાં કર્યાં. કોઇએ ફૂલો વીણી વીણીને પાથર્યાં. કોઈ ચોખ્ખો પત્થરજ લાવ્યું અને તેમના પર પુરી, માખણ, ખાંડ અને અથાણું મૂકીને તેઓ ખાવા લાગ્યા.

શ્રીકૃષ્ણ પાસે ખાવાનું ખલાસ થઇ ગયું હતું. તેમની નજદીક એક છોકરાનો ખાવાનો ડબ્બો પડેલો હતો. શ્રીકૃષ્ણે તેમાંથી લાડુનો ટુકડો કાઢી લીધો અને પોતાના મોંઢામાં ગુપચુપ મૂકી દીધો. તે છોકરે બૂમ પાડી:— "અરે આ શું કરે છે? શું કરે છે?" એટલામાં તો તેમણે બીજા છોકરાના ડબ્બામાંથી જલેબી કાઢી લીધી. તે છોકરો કૃષ્ણની પાછળ પડયો. પણ

કૃષ્ણે તો દોડતાં દોડતાં જલેબી પોતાના મોંમાં મૂકી દીધી. અર્ધી જલેબી મોંઢામાં અને અર્ધી જલેબી દાંતોની વચ્ચે દબાવીને શ્રીકૃષ્ણ બોલ્યા:— "લે, લે, લઈ જા." છોકરાએ અર્ધી જલેબી લઈ લેવા હાથ લાંબો કર્યો એટલામાં તો શ્રીકૃષ્ણ આખી જલેબી ખાઇ ગયા. છોકરો તો મોં જોતો રહી ગયો. બીજા છોકરાઓએ લુટાલુટ શરૂ કરી.

એક છોકરો બોલ્યો:— "અરે વાછરડાં ક્યાં નીકળી ગયાં? ચાલો! ચાલો!" બધા ઉભા થયા. શ્રીકૃષ્ણે કહ્યું:— "બેસો! બેસો! નીરાંતે ખાઈ પી લો. હું બધી ગાયો અને વાછરડાં લઈ આવું છું." કૃષ્ણ પર બધાને ભરોસો હતો. તેથી તેઓ બધા બેસી રહ્યા, શ્રીકૃષ્ણ વાછરડાં લેવા ગયા.

બ્રહ્માજીએ વિચાર્યું કે:— "કૃષ્ણ બધાને બનાવે છે. હું આજે એને એવો ચમત્કાર બતાવું કે તે યાદજ કરે."

ગાયો અને વાછરડાં જ્યારે છેક દૂર નીકળી ગયાં ત્યારે બ્રહ્માજી તેમને લઈ ગયા. શ્રીકૃષ્ણ જ્યારે ગાયો શોધવા ગયા ત્યારે બ્રહ્માજીએ બાળકોને પણ ગેબ કરી દીધા.

શ્રીકૃષ્ણને નહીં જડે ગાયો કે નહીં જડે છોકરાઓ. તેઓ અહીંથી તહીં અને તહીંથી અહીં ભટકે અને નામ લઈ લઇને બધાંને બોલાવે, પરંતુ કોઇનો પત્તોજ મળે નહિ. શ્રીકૃષ્ણે વિચાર્યું કે આ થયું શું! તેમને બ્રહ્માજીનું કર્તુક માલુમ પડયું. કૃષ્ણે તરતજ બાળકો જેવાં બાળકો અને ગાયો અને

વાછરડાં જેવાંજ ગાયો અને વાછરડાં બનાવ્યાં. અને તેમને લઈ કૃષ્ણ સાંજે વૃંદાવનમાં ગયા.

આ બનાવટી ગાયો, વાછરડાં અને બાળકો લઇને કૃષ્ણ હમેશાં વનમાં જાય અને સાંજે ફરી વૃંદાવનમાં આવે. આ વાતની કોઈને ખબર પડી નહીં. એક વરસ પછી બ્રહ્માજી



ગાયો, વાછરડાં અને બાળકો લઇને પાછા આવ્યા. ત્યાં જુએ તો પહેલેથીજ ગાયો, વાછરડાં અને બાળકો હાજર હતાં.

બ્રહ્માજી મુંઝવણમાં પડયા. તેમણે વિચાર્યું કે શ્રીકૃષ્ણને જીતવા બહુ કઠણ છે. શ્રીકૃષ્ણ ઉભા ઉભા હસતા હતા. છોકરાઓ પણ પોતાનાજ જેવી સુરતના બીજા બાળકોને આશ્ચર્યથી જોઈ રહ્યા હતા. ખરા કયા અને બનાવટી કયા? તે કોઈ સમજી શક્યુંજ નહિ. બ્રહ્માજી શ્રીકૃષ્ણને પગે પડ્યા અને માફી માગી. શ્રીકૃષ્ણે તેમને માફી આપી અને બનાવટી ગાયો, વાછરડાં અને બાળકોને અંતર્ધાન કરી દીધાં. તે જોઈ બાળકોએ દોડીને શ્રીકૃષ્ણને ઉપાડી લીધા અને હસતા હસતા કહ્યું:— "વાહ દોસ્ત! તેં તો આજે બુઠ્ઠા બ્રહ્માજીને ખૂબ બનાવ્યા." સાંજ પડી ત્યારે સૌ સૌને ઘેર ગયા.

---

## ૨૨ રમત અને ગર્દભાસુરનો વધ

ગાયો અને વાછરડાંઓને વનમાં ચરવા છોડી દઈ કૃષ્ણ અને બળદેવજી બાળગોવાળો સાથે ઝાડની નીચે બેઠા.

એક ગોવાળે કહ્યું:—"ભાઈ, આજે તો કંઈ નવી રમત રમીએ."

શ્રીકૃષ્ણ:—"કઈ રમત?"

છોકરો:—"એ તો તું શોધે તેજ તો. જોઇએ બસ નવીજ રમત."

કૃષ્ણ:—"ત્યારે લડાઈ કરીશું?"

બધા:—" હા ! હા ! એ ઠીક છે. "

બે સામસામા પક્ષ થયા. છોકરાઓએ પોતપોતાની ઝોળીઓમાં બોર, જામફળ, સીતાફળ વગેરે ફળો ભરી લીધાં. હવે છોકરાઓ સામસામે નિશાન તાકવા લાગ્યા. દે તડાતડ ! દે તડાતડ ! વચ્ચે વચ્ચે જીતના જયનાદો પણ કરતા જાય.

એટલામાં એક છોકરાને શું સૂઝ્યું કે તેણે જામફળ



મોંઢામાં મૂકી દીધું. એ જોઈ બીજાએ સંતરૂં છોલીને ખાધું. ત્રીજાએ બોર મોંમાં મૂકયું. હવે લડાઈ બંધ થઈ અને ફળોની લુટાલુટ શરૂ થઈ. કોઈનાં જામફળ ઝુટાવા જતાં કપડાં બગડયાં. સંતરૂં ઝુંટાવા જતાં કોઈની આંખમાં રસ ઉડયો અને તેથી તે આંખો ચોળવા લાગ્યો. જામફળનો ગર નીકળી પડયો અને કોઈનું મોં તેથી ખરડાઈ ગયું. તેણે તેના હાથમાંથી ઝુંટવી ખાધું અને સામાએ તેની ઝોળીમાંથી ખુંચવી લીધું. એવી રીતે થોડી વારમાં બધાની ઝોળીઓ ખાલી થઈ ગઈ. પછી સૌ થાકી તો ગએલાજ હતા એટલે બેસી ગયા.

બે પક્ષમાંના એકના મુખી બળદેવજી અને બીજાના શ્રીકૃષ્ણ હતા. બળદેવજીના પક્ષનો એક છોકરો બોલ્યો:– "બલદેવજી ! પાસેજ તાલવન છે. તેમાં ઘણાં ઝાડો છે. બધાં ઝાડો ફળોથી ભરપુર છે. ચાલો ત્યાં આપણે ખૂબ ખાઈશું."

"ચાલો ! ચાલો ! આ તો સારા સમાચાર છે." એમ કહી બળદેવજીએ ઊભા થઈ ચાલવા માંડયું. એક છોકરો બોલ્યો:–" ભાઈ ત્યાં તો ગધેડાના રૂપમાં એક રાક્ષસ રહે છે."

"વાહ ત્યારે તો બહુ મઝા આવશે ?" બધા તાલવનમાં પહોંચ્યા. ઝાડોપર ચઢી ગયા. પછી લાગ્યા ઝાડોની ડાળીઓ હલાવવા અને પાકાં પાકાં ફળ ખાવા. રાક્ષસને એની ખબર પડી તે તરતજ આવ્યો. બળદેવજીએ ઝટ દઇને પાછળથી તેના બંને પગ પકડી લીધા. રાક્ષસે જોર કર્યું; પરંતુ તેના પગ છૂટ્યા નહિ. આ જોઈ બાળકોને મઝા પડી. તેઓ તાળી

પાડવા લાગ્યા. કોઈ કોઈ છોકરાએ દોડીને તેની પૂંછડી પકડી. પછી લાગ્યા તેને ખેંચવા. એક આવીને રાક્ષસની પીઠમાં મુક્કો માર્યો અને પૂછ્યું:—"કેમ દોસ્ત! ઠીક તો છે ને?" બીજાએ એક લાત મારી અને કહ્યું:—"કમબખ્ત, બહુ



હેરાન કરતો હતો, લે લેતો જા!" બીજા બે ચાર જણ તેની પીઠ પર સ્વાર થઈ ગયા અને તેના મોંઢાપર ડંડા મારવા

લાગ્યા. એક તેની આંખોમાં મુઠી ભરી ધૂળ નાખી અને પૂછયું:— "કેમ છો! મીજાજ ઠીક છે ને?" બીજાએ તેના કાનમાં પાતલી લાકડીનો ટૂકડો ફેરવીને કહ્યું:—"જનાબ તમે અમને ફળ ખાવા દીધાં તેથી અમે તમારો ઉપકાર માનીએ છીએ."

રાક્ષસ આગલા પગે ખૂબ ઉછળ્યો કુદયો, 'ધાઉં, ફાઉં ખાઉં ખાઉં' કરી; પણ ફોકટ. જ્યારે તે બહુ હેરાન થયો ત્યારે બળદેવજીએ તેને બે પગ પકડી ઉંચો ઉપાડયો, ઘુમાવ્યો, અને ભોંયે પછાડ્યો. પછી તેની ગરદન પર પગ મૂકી દંડા લગાવી તેની કચુંબર કરી નાખી. રાક્ષસ મરી ગયો.

સાંજે બધા હસતા હસતા પોતપોતાને ઘેર ગયા.

---

## ૨૩ કાલીયા મર્દન

એક દિવસ શ્રીકૃષ્ણ અને બધા નાના ગોવાળો રમતા રમતા કાલીદ્રહ આગળ પહોંચ્યા. તરસ લાગી હતી એટલે બધાએ ત્યાં પાણી પી લીધું. પીતાં વારજ બધા બેભાન થઈ ગયા. શ્રીકૃષ્ણે તેમના પર હાથ ફેરવ્યો એટલે બધા ઉઠીને બેઠા થયા. ઝેરની અસર જતી રહી. ત્યાં પાણીમાં કાલી નામનો નાગ રહેતો હતો. તેથી પાણી ઝેરવાળું થયું હતું.

પછી બધા દડાથી રમવા લાગ્યા. દડો આવ્યો! લાગ્યો.

તેના ધબાકાનો અવાજ થયો. એક છોકરો પોતાનું માથું પંપાળવા લાગ્યો. છોકરો બેસી ગયો. અને દડો દૂર જઈ પડ્યો. શ્રીકૃષ્ણે એક છોકરાપર નિશાન તાકીને માર્યું. છોકરો એક બાજુ ખસી ગયો. નિશાન ખાલી ગયું. દડો કાલીદ્રહમાં જઇ પડ્યો. ખેલ ખતમ થયો.

શ્રીકૃષ્ણ દડો લેવા કાલીદ્રહમાં કૂદી પડયા. છોકરાઓએ દોડાદોડ કરી મૂકી. કોઈ ગામમાં દોડી ગયું અને નંદજીને ખબર કરી. એ ખબર સાંભળી નંદ–જશોદા દોડતાં દોડતાં કાલીદ્રહ આગળ આવ્યાં અને ગાભરાં બની બૂમો પાડવા લાગ્યાં. આખું ગામ એકઠું થયું. યશોદાજીની હાલત બધાંથી બુરી હતી.

શ્રીકૃષ્ણને આવતા જોઈ કાલી નાગ મોઢેથી ઝેર વરસાવા લાગ્યો. એના ફુંફાડાથી કાલીદ્રહનું પાણી ઉછળવા લાગ્યું. જ્યારે કૃષ્ણ સર્પની પાસે પહોંચ્યા ત્યારે સર્પ તેમની આજુબાજુ વીંટલાઇ વળ્યો. કૃષ્ણે શરીર ફુલાવ્યું. સર્પ ગભરાઇને દૂર ખસી ગયો. પછી કૃષ્ણે તરતજ સાપની ફેણપર લાત મારી. તેનું માથું ધુમી આવ્યું. બીજી વખતે તેણે માથું ઉંચું કર્યું. શ્રીકૃષ્ણે એવો મજબૂત મુકકો માર્યો કે તે બેભાન થઈ પડ્યો. ત્રીજી વાર ફરી સર્પ ઉઠયો અને ફુંફાડા મારવા લાગ્યો એટલે શ્રીકૃષ્ણ તેના માથા પર ચઢી ગયા ને કુદવા લાગ્યા. સર્પ ગભરાઇને બૂમ પાડવા લાગ્યો. ત્યારે નાગણો આવીને શ્રીકૃષ્ણને પગે લાગી અને બોલી:—"મહારાજ માફ કરો. એને મારી ન નાખો" સર્પે પણ માફી માગી. પછી નાગ શ્રીકૃષ્ણને પોતાના



માથા પર ચઢાવી બહાર લઈ આવ્યો. બંને બાજુ નાગણો હાથ જોડી સાથે આવી.

જ્યારે શ્રીકૃષ્ણને બહાર આવેલા જોયા ત્યારે બધાંને ઘણીજ ખુશાલી ઉપજી. નંદજીએ ખુબ દાન કર્યું. યશોદાજીએ દોડીને પોતાના લાડકવાયાને ગળે લગાવ્યો. શ્રીકૃષ્ણે નાગને કહ્યું:—"તું હવે આ જગ્યા છોડી ચાલ્યો જા." નાગ ચાલ્યો

ગયો. નાના ગોવાળો શ્રીકૃષ્ણને ખભે બેસાડી નાચતા કૂદતા શ્રીકૃષ્ણની જય પોકારતા વૃંદાવન તરફ ચાલ્યા. આખાએ વૃંદાવનમાં ઘણી ખુશાલી ફેલાઈ.

:o:

# ૨૪ પ્રલંબાસુર રાક્ષસનો વધ

બપોરનો વખત પુરો થવા આવ્યો હતો. શ્રીકૃષ્ણ અને બળદેવજી વગેરે રમવા પોતપોતાના ભિલ્લુ પસંદ કરતા હતા. તે વખતે પ્રલંબાસુર રાક્ષસ બાળગોવાળિયાનું રૂપ ધારણ કરી રમવા આવ્યો. તે કૃષ્ણના પક્ષમાં સામેલ થયો. ખેલમાં એવી શરત ઠરાવી હતી કે જે પક્ષ હારે તે જીતેલા પક્ષને બસો ગજ સુધી દૂર પોતાને ખભે બેસાડી લઈ જાય.

ખેલ શરૂ થયો. શ્રીકૃષ્ણનો પક્ષ હારી ગયો. શ્રીકૃષ્ણના પક્ષવાળાએ બળદેવજીના પક્ષવાળાઓને પોતાને ખભે બેસાડયા. બળદેવજી પ્રલંબાસુરને ખભે ચઢ્યા. તે તેમને સૌથી આગળ લઈ નાસી ગયો. જંગલમાં જઈ પોતાનું શરીર ખુબ ફુલાવ્યું. બળદેવજીએ બંને પગની આંટી વચ્ચે તેનું ગળું દબાવ્યું. તે એટલા જોરથી કે તેના હોશ ઉડી ગયા. તેણે બળદેવજીને જમીનપર પટકી નાખવાની બહુ કોશિશ કરી, પણ બળદેવજી હાલેજ શેના ? રાક્ષસનો દમ ઘુંટાવા લાગ્યો. પછી તે ત્યાંજ પડીને મરી ગયો. નાના ગોવાળો ખુશ ખુશ થઈને બળદેવજીને પોતાના હાથપર ઉપાડી લાવ્યા.

:o:

# ૨૫ ગાયોને બોલાવી

જ્યારે તેઓ પાછા ફર્યા ત્યારે જુએ તો એકે ગાય દેખાય નહિ. બાળગોવાળઃ—" આવ કાળી ! એ કાળી ! ' આવ ભૂરી ઓ ભૂરી !' ' ધોળી ! ઓ ધોળી '! એમ નામ દઈ બોલાવા લાગ્યા. પણ ગાયોનો પત્તોજ ન મળે. કૃષ્ણ દૂર ઉભા રહી હસી રહ્યા હતા. છોકરા બોલ્યાઃ—" કૃષ્ણ, અમારી ગાયો ખોવાઈ ગઈ છે ને તને હસવું કેમ આવે છે ? " કૃષ્ણે જવાબ દીધોઃ—" તેમાં હું શું કરૂં ? તમે જાણો ને તમારી ગાયો જાણે. મેં ક્યાં એમને કહ્યું હતું કે તમે ખોવાઈ જાઓ. વાહ ! "

એક ગોવાળીયો ખીજાઇને બોલ્યોઃ—" અમને તારી આ મશ્કરી ગમતી નથી." " ઠીક ભાઈ. ન ગમે તો હું હવે નહિ બોલું. પછી કંઈ છે ? " એમ કહીને શ્રીકૃષ્ણ મોં ફેરવી બેસી ગયા. પછી બધા બાળકો તેમને મનાવવા લાગ્યા,—" ભાઈ, ભૂલ થઈ ગઈ, હવે તું મહેરબાની કરી તારી વાંસળી વગાડ તો ગાયો આવે. "

" ના, ના, હું કંઈ નથી કરવાનો. જો મારી વાત તમને પસંદજ ન પડે તો પછી હું શું કામ કંઈ કરૂં ? " બધા જાણતા હતા કે કૃષ્ણજ આપણી ખોવાએલી ગાયોને બોલાવી શકે છે. તેથી તેઓ બોલ્યાઃ—" ઠીક ભાઈ. જો હવે અમે અમારા કાન પકડીયે છીએ અને તારે પગે લાગીએ છીએ. " એમ કહી જ્યારે બાળકો પગે લાગ્યા ત્યારે શ્રીકૃષ્ણ ઝટ ઉભા

થઈ ગયા અને બોલ્યાઃ—"અરે! આ શું કરો છો? આવો, ચાલો! હું હમણાંજ ગાયોને બોલાવી આપું છું."

શ્રીકૃષ્ણ દોડીને ઝાડ પર ચઢ્યા અને વાંસળી વગાડવા લાગ્યા. કૃષ્ણની વાંસળી સાંભળી ચારે તરફથી ગાયો દોડતી આવી.

એવામાં આજુબાજુથી આગની ઝાળ ઉઠી અને બધાંને



બાળવા લાગી. નાના ગોવાળીયાઓએ બૂમ પાડી:—"હે કૃષ્ણ! બચાવો! બચાવો!"

કૃષ્ણ બોલ્યા:—"તમે બધા ગુપચુપ જમીનપર બેસી જાઓ. આંખો બંધ કરો." બધાંએ કહ્યા પ્રમાણે કર્યું. શ્રીકૃષ્ણે એવું જાદુ કર્યું કે બધી ગાયો અને બાળગોવાળો ત્યાંથી જમના-જીને કિનારે આવી પહોંચ્યાં. કૃષ્ણે વાંસળી વગાડી. બાળકોએ આંખો ઉઘાડી. તેમને બધાંને નવાઈ લાગી કે હેં! આપણે બધાં અહીં કેમ આવ્યા? પછી કૃષ્ણનાં વખાણ કરતા કરતા બધા સાંજે પોતપોતાને ઘેર ગયા.

---

## ૨૬ હીંચકો

વર્ષા ઋતુ હતી. ઝરમર ઝરમર વરસાદ વરસી રહ્યો હતો. શ્રીકૃષ્ણ બોલ્યા:—"આવો ભાઇઓ, આવો! આવા સુંદર સમયે આપણે હીંચકા ખાઇએ અને આનંદ મેળવીએ."

એક છોકરે કહ્યું:—"એવામાં અમારી ગાયો અને વાછ-રડાં કયાંક ચાલ્યાં જાય તો?" "અરે કયાંયે જશે નહિં અને જશે તો હું બોલાવી લાવીશ. ચાલો હીંચકા બાંધો."

છોકરાઓએ દોરડાં એકઠાં કર્યાં. ઝુલા બાંધ્યા. પછી હીંચકા ખાવા અને ગમ્મત કરવા લાગ્યા. એક છોકરો ઝુલા પર ચઢ્યો. ત્યારે બીજાએ પાટીયાં સાથે ઝુલો એવો ઉછાળ્યો કે છોકરો પાટીયા પરથી ખસી પડ્યો અને દોરી પકડી લટકી

રહ્યો. બીજા ઝુલા પર એક છોકરો બેઠો અને એક છોકરો ઊભો રહ્યો. પછી મોટા મોટા હીંચકા ખાવા લાગ્યા. ત્રીજામાં શ્રીકૃષ્ણ બેઠા. બળદેવજી તેમને ઝુલા નાખવા લાગ્યા.

એક છોકરે કહ્યું:–" શું શ્રીકૃષ્ણ છોકરીઓની પેઠે ધીમે ધીમે હીંચકા ખાશે ? "



બીજો બોલ્યો:—"બળદેવજી આઘા ખસો. કૃષ્ણને પોતાની મેળેજ હીંચકો ચઢાવા દો. ત્રીજો આવ્યો. તેણે શ્રીકૃષ્ણને હાથ ઝાલીને ઉભા કર્યા પછી કહ્યું:—"હવે ચલાવો ઝુલો. સામેનાં પાંદડાંએ ઝુલો કોણ પહેલો પહોંચાડે છે?"

શ્રીકૃષ્ણે એક, બે, ત્રણ ને ચાર એમ ચાર વાર ચઢાવ્યો, ત્યાં તો હીંચકો પાંદડા સુધી પહોંચી ગયો. એટલે છોકરાઓ વાહવા, વાહવા, શાબાશ, શાબાશ એમ પોકાર કરવા લાગ્યા. આમ આખો દિવસ રમ્યા. સાંજે બધા ઘેર ગયા. તેઓના દિલમાં ઉત્સાહને આનંદનો પારજ ન હતો.

---

## ૨૭ સિંહાસન પર

વસંત ઋતુ આવી. ચારે તરફ કુદરતે લીલા લહેર કરી મૂકી હતી. ફૂલો અને ફળોથી ઝાડો ઝૂકી રહ્યાં હતાં. શ્રીકૃષ્ણ અને બાળગોવાળો ગાયો તથા વાછરડાંઓને ચરતાં મૂકી ઝાડો પર ચઢી ગયા; અને ફળો તોડી તોડીને ખાવા લાગ્યા.

એક છોકરાને વિચાર થઈ આવ્યો; તેણે અંગુરની માળા બનાવી અને શ્રીકૃષ્ણને પહેરાવી. શ્રીકૃષ્ણ બધા અંગુર ખાઈ ગયા. એટલે માત્ર ડેળના રેશા લટકતા રહ્યા. પોતે બનાવેલી માળાની આવી હાલત જોઈ તેને બીજી વાત સૂઝી. તેણે સંતરાની છાલની માળા બનાવી કૃષ્ણને પહેરાવી. પછી બે ચાર

છોકરાઓએ મળીને ફૂલોના બે મુકુટ બનાવ્યા. તેમાં જાઈ, જુઈ, ચંપેલી, મોગરો, ગુલાબ વગેરે ફૂલો ગોઠવ્યાં. બીજા ત્રણ



ચાર છોકરાઓએ મોટા બે હાર બનાવ્યા. તેની નીચે સફરજન બાંધ્યાં. કેટલાક છોકરાઓએ મળીને લાકડીઓ એકઠી કરી તેમનાં બે સિંહાસન બનાવ્યા. પછી શ્રીકૃષ્ણ અને બળદેવજીને સિંહાસન પર બેસાડ્યા. મુકુટ અને હાર પહેરાવ્યા અને

કહ્યું:–“ આજથી તમે અમારા રાજા અને અમે તમારા સેવક ” બધાએ પોકાર કર્યા:–“ બોલો રાજા બળદેવજીની જય ! ” “ બોલો રાજા શ્રીકૃષ્ણની જય ! ” જયનાદથી આખું વન ગાજી રહ્યું. એક મશ્કરા છોકરાએ પોકાર કર્યો:–“ બોલો માખણચોર કનૈયાની જય ! ” “ બોલો ! માળાના અંગુરખાઉ કનૈયાની જય ! ”

આ સાંભળી કૃષ્ણ ઊઠ્યા. બંનેના કાન પકડ્યા અને કહ્યું:–“ રાજાની મશ્કરી ! હાથ જોડો. પગે લાગો. ” બધા છોકરા હો, હો, કરી હસી પડ્યા.

આ પ્રમાણે ખેલ ખેલતા, આનંદ કરતા સાંજે સૌ સૌને ઘેર ગયા.

---

## ૨૮ ભોજન–યાચના



કંસથી બ્હીને મથુરાથી કેટલાંક બ્રાહ્મણ અને બ્રાહ્મણીયો જમનાજીને કિનારે એક વનમાં આવીને યજ્ઞ કરવા લાગ્યાં. તે દિવસે શ્રીકૃષ્ણ અને બાળગોવાળો પણ ફરતા ફરતા ત્યાં જઈ પહોંચ્યા. બાળગોવાળો બોલ્યા:–“ ભાઈ, અમને બહુ ભૂખ લાગી છે. કોઈ ઉપાય બતાવો. અહીં તો ફળફૂલ પણ દેખાતાં નથી.

શ્રીકૃષ્ણે કહ્યું:—“ સામે ધુમાડો નીકળતો દેખાય છે. ત્યાં બ્રાહ્મણ લોક યજ્ઞ કરે છે. તમે તેઓની પાસેથી ખાવાનું માંગી લાવો. ન આપે તો મારૂં નામ લેજો.”

નાના ગોવાળીયા ગયા. બ્રાહ્મણો પાસે ખાવાનું માંગ્યું. બ્રાહ્મણો ખીજાયા. ત્યારે બે ચાર ગોવાળોએ કહ્યું:–" શ્રીકૃષ્ણે ભોજન મંગાવ્યું છે."

એક બ્રાહ્મણ બોલ્યો:—" નીકળો, નીકળો અહીંથી. કૃષ્ણ તે કોણ છે વળી?"

બીજો બોલ્યો:—" છેવટ તો ઢોર ચરાવનારોજ ને? તેનામાં ઢોરોના જેટલીજ અક્કલ હોય ને?"

ત્રીજાએ કહ્યું:—" અહીં શ્રીકૃષ્ણના તે શા લાગા પડ્યા છે? શ્રીકૃષ્ણ જેવા સેંકડો ગોવાળીયાઓ ફરે છે."

આવી રીતે શ્રીકૃષ્ણની થતી નિંદા સાંભળીને બે ચાર ગોવાળીયાઓ ગરમ થઈ ગયા. બોલ્યા:–" શ્રીકૃષ્ણ રાજા છે."

એક બ્રાહ્મણ બોલ્યો:—" ચાલ ચાલ ! રાજાવાળા !"

" બતાવીએ તને રાજાની કરામાત?" એમ કહીને કેટલાક ગોવાળોએ પોતાની લાઠીઓ ઉપાડી. એક મોટો છોકરો હતો તેણે કહ્યું:–" ભાઈ શ્રીકૃષ્ણે કંઈ આપણને લડવા નથી મોકલ્યા."

એક છોકરે બૂમ પાડી કહ્યું:—" ના ના! હું શ્રીકૃષ્ણની નિંદા સાંભળી શકતો નથી. હું તો એનું માથું ફોડી નાખીશ."

મોટા છોકરાએ તેનો હાથ પકડીને ચાલવા માંડ્યું. શ્રીકૃષ્ણની પાસે જઈ તેમને બધી વાત કહી સંભળાવી. શ્રીકૃષ્ણે જવાબ દીધો કે:–" સ્ત્રીઓ બહુ દયાળુ હોય છે. તેઓ જરૂર ખાવાનું આપશે. તેમની પાસે માગો.

બાળકોએ જઇને કહ્યું:—"માતાઓ! વનમાં શ્રીકૃષ્ણ બેઠા છે. તેમને બહુ ભૂખ લાગી છે. કંઇક ખાવાનું આપો."

શ્રીકૃષ્ણનું નામ સાંભળતાંજ બધી બ્રાહ્મણીયો થાળ ભરીને શ્રીકૃષ્ણને ખવડાવવા ગઈ. બ્રાહ્મણો બબડતાજ રહ્યા. જે બ્રાહ્મણે ઝઘડો કર્યો હતો તેણે પોતાની સ્ત્રીને જતાં રોકી. તેણે માન્યું નહિ. ત્યારે તેણે તેને ધક્કો માર્યો. બિચારી પડી ગઈ.



પડી જવાથી એવું લાગ્યું કે ત્યાંને ત્યાંજ તેનો જીવ નીકળી ગયો.

બીજી બ્રાહ્મણીયો ગઈ અને શ્રીકૃષ્ણ તથા બળદેવજી વગેરેને ખવડાવી પાછી ફરી. સાંજે શ્રીકૃષ્ણ વાંસળી વગાડતા, ખેલતા, કુદતા નાના ગોવાળીયાઓ સાથે ઘેર ગયા.

---

## ૨૯ ગોવર્ધન-ધારણ

---

કાર્તક વદી ચૌદસનો દિવસ હતો. યશોદાજીએ અને વૃંદાવનની બીજી બધી સ્ત્રીઓએ જાત જાતની મિઠાઇઓ બનાવી. શ્રીકૃષ્ણે એક ગોપીને પૂછ્યું:–"તમે આ બધી મિઠાઈ શા માટે બનાવી?" ગોપીએ જવાબ આપ્યો:–"અમે બધાં એ વડે ઇંદ્રની પૂજા કરીશું. દર વર્ષે કરીએ છીએ." શ્રીકૃષ્ણે જવાબ વાળ્યો:–"પૂજા તો આપણા ઉપર જે ઉપકાર કરે તેની થાય. ઈંદ્ર તે શું ઉપકાર કરે છે?"

કૃષ્ણની વાત સાંભળી દરેક સ્ત્રી પુરુષો એકઠાં થયાં. એક ગોવાળે કહ્યું:— "ઈંદ્ર વરસાદ વરસાવે છે. તેથી અનાજ અને ફળફૂલ પેદા થાય છે."

શ્રીકૃષ્ણે કહ્યું:—"ઈંદ્ર પાણી કયાંથી લાવે છે? સૂરજ ખૂબ તપે ત્યારે સમુદ્રમાંથી પાણી વરાળ રૂપે ઉપર જાય છે. તેનાં વાદળાં બને છે. તેનેજ ઈંદ્ર વરસાદ રૂપે વરસાવે છે. એ ઉપકાર તો આ ગોવર્ધન પર્વત અને જંગલ તથા નદીનાળાં કરે છે. માટે આપણે તેમની પૂજા કરવી જોઈએ."

શ્રીકૃષ્ણની વાત બધાંને પસંદ પડી. નંદ—જશોદા અને બીજા સ્ત્રી પુરુષો ગાડીઓમાં મિઠાઈ ભરી ભરીને લઇ ગયાં. તેમણે ગોવર્ધન પર્વતની પૂજા કરી.



ઈંદ્ર આ વાત સાંભળીને બહુ નારાજ થયા. તેમણે વાદળાંઓને હુકમ કર્યો:—" જાઓ, એવાં વર્ષો કે આખું વૃંદાવન પાણીમાં ડૂબી જાય. મારૂં અપમાન કરનારથી બદલો લો. "

વાદળાંઓ આવ્યાં. ખૂબ ગર્જના કરી વરસાદ વરસાવ્યો. ગોપગોપીયોએ બૂમ પાડી:–"જુઓ! ઇંદ્ર નારાજ થઈ ગયા. હવે! અમે શું કરીશું?" શ્રીકૃષ્ણે ઉત્તર દીધો:–"તમે ગભરાઓ નહિં. હું બધું ઠીક કરી લઉં છું." શ્રીકૃષ્ણે પર્વત નીચે હાથ નાંખીને આખો પર્વત હાથમાં ઉપાડી લીધો. પછી ગોપોને કહ્યું:–"તમે બધા સૌ સૌની લાકડીઓ નીચે ટેકવો." બધાએ કહ્યા પ્રમાણે કર્યું. શ્રીકૃષ્ણે પોતાના જમણા હાથની આંગળી પર પર્વતને ઉપાડ્યો અને બધાં સ્ત્રી પુરુષોને પર્વતની નીચે બોલાવી લીધાં.

મૂસળધાર વરસાદ પડ્યો. પરંતુ વૃંદાવનના કોઈ પણ માણસને નુકસાન થયું નહિ. ઇંદ્ર હારી ગયા. તેમણે આવી કૃષ્ણ પાસે માફી માંગી. કૃષ્ણે માફ કર્યું. જ્યારે વરસાદ વરસતો બંધ થયો ત્યારે પર્વતની નીચેથી બધાં લોક બહાર નીકળ્યાં. શ્રીકૃષ્ણે અને બીજાઓએ પર્વતને નીચે મૂકી દીધો.

તે દિવસથી અન્નકૂટનો ઉત્સવ શરૂ થયો.

## ૩૦ વિદ્યાધરનો ઉદ્ધાર

જ્યારે શ્રીકૃષ્ણ બાર વર્ષના થયા ત્યારે નંદજીએ પોતાના સાથીઓને લઇ કુળદેવી અંબામાતાની પૂજા કરી ખૂબ દાન કર્યું. હજારો બ્રહ્મણોને જમાડયા. મોડું થયું એટલે રાત્રે ત્યાંજ બધાં સૂઈ ગયાં.

નંદજી સુતેલા હતા તે વખતે એક અજગર આવ્યો—અને તેમને પગ તરફથી ગળવા લાગ્યો. નંદજી જાગ્યા. અજગરને જોઈ ડર્યા અને બૂમો પાડવા લાગ્યાઃ—"હે કૃષ્ણ! બચાવ, બચાવ!" એટલામાં તો તે અજગર નંદજીને કમ્મર સુધી ગળી ગયો હતો.

શ્રીકૃષ્ણ દોડતા આવ્યા. તેમણે આવતાં વારજ અજગરની પૂંછડી પર પગ મૂકયા અને તેનું મોં પકડી ચીરી



નાખ્યું. એટલે નંદજી બહાર નીકળ્યા. અજગર એક સુંદર પુરુષ બન્યો. બધાને નવાઇ લાગી.

શ્રીકૃષ્ણે પૂછ્યું:—"તું કોણ છે?" અજગરે જવાબ દીધો:—"હું સુદર્શન નામનો વિદ્યાધર છું. હું બહુજ સુંદર અને બળવાન હતો. એક દિવસ હું મારા વિમાનમાં બેસી ફરવા નીકળ્યો. અંગીરા નામના ઋષિ પૃથ્વી પર તપ કરી રહ્યા હતા. તેમના માથા પર મેં સો વાર વિમાન આમ તેમ ફેરવ્યું. ઋષિ ગુસ્સે થયા અને મારા તરફ જોઈ મને શ્રાપ દીધો:—"દુષ્ટ! અજગર બની જા." હું અજગર બની ધરતી પર પડ્યો."

પછી ઋષિજીને દયા આવી ત્યારે તેઓએ કહ્યું:—"જા, ગોકુલમાં રહે. શ્રીકૃષ્ણ તારો ઉદ્ધાર કરશે." ત્યારથી હું અહીં રહું છું. આજે આપના ચરણના પ્રતાપે મારો ઉદ્ધાર થયો છે." એટલું કહી તે ચાલ્યો ગયો.

## ૩૧ શંખચૂડનો વધ

એક દિવસ સંધ્યા સમયે બધી ગોપીઓ જમનાજીને કિનારે આનંદ કરી રહી હતી. શ્રીકૃષ્ણ પોતાના સાથીઓ સાથે થોડેજ દૂર ખેલી રહ્યા હતા. તે વખતે શંખચૂડ નામનો યક્ષ આવ્યો અને ગોપીઓને ઘેરી લઇને ચાલતો થયો. ગોપીઓએ બૂમો પાડી:—"બચાવો! બચાવો!",

શ્રીકૃષ્ણ દોડી આવ્યા. તેમને જોઇ તેણે ગોપીઓને છોડી દીધી અને શ્રીકૃષ્ણ સાથે લડવા લાગ્યો. ખુબ લડાઈ થઈ. મુક્કા, લાત ને તમાચા ફટાફટ આપીને શ્રીકૃષ્ણે તેને અધ-મુવો કરી નાખ્યો. પછી એક બાળગોવાળીયા પાસેથી કુહાડી લઈ તેનું માથું કાપી નાખ્યું અને તેના માથામાં એક મણિ હતો તે કાઢી લીધો.

શ્રીકૃષ્ણ પાછા જમનાજીને કિનારે વાંસળી વગાડવા લાગ્યા.

## ૩૨ વૃષભાસુર-વધ

એક દિવસ શ્રીકૃષ્ણ, બળદેવજી અને બાળગોવાળો ગાયો ચરાવીને ઘેર પાછા આવતા હતા. તે વખતે તેઓએ સામેથી એક આખલાને આવતો જોયો. તેણે એટલા જોરથી બરાડો માર્યો કે તે સાંભળીને બધાના હોશકોશ ઉડી ગયા. તેણે ટક્કર મારી મારીને કેટલાંક ઝાડ પાડી નાખ્યાં. પગની ખરીથી જમીન ખોદી નાખી. તે જોઇ ગાયો નાસી ગઈ. બાળગોવાળો આવી આવીને શ્રીકૃષ્ણની પાછળ છુપાઈ ગયા.

શ્રીકૃષ્ણ આગળ વધ્યા. આખલો કૃષ્ણ પર જોસથી ધસી આવ્યો. કૃષ્ણે એક બાજુ ખસી જઈ, આખલાના પગ પકડી, તેને ચક્કર ફેરવી ઝાડની સાથે અફાળ્યો.

આખલાના માથામાંથી લોહી નીકળવા લાગ્યું. આખલો છુટો થઈ પાછો દોડ્યો. ઉછળીને શ્રીકૃષ્ણ પર ફરી ધસ્યો.

કૃષ્ણે એક બાજુ ખસી જઈ તેની ટાંગ પકડી અને ફરી તેને જોરથી પછાડ્યો. બાળગોવાળોએ રાજી થઈ તાળીઓ પાડી. વૃષભાસુર ખીજાઇને બાળગોવાળો પર ધસ્યો. "કૃષ્ણ બચાવો! કૃષ્ણ બચાવો!" એવું બોલતા બોલતા બધા બાળગોવાળો નાઠા.

કૃષ્ણે જલ્દીથી તેની પૂંછડી પકડી લીધી અને કહ્યું:-



"મૂર્ખા! બિચારાં નિર્બળ બાળકોને મારવા ક્યાં ચાલ્યો?" હવે તો બંને વચ્ચે ખાસી ખેંચતાણ શરૂ થઈ ગઈ. કૃષ્ણ તેને પોતાની તરફ ખેંચતા હતા, આખલો આગળ જોર કરી ખેંચતો હતો અને પગ પછાડતો હતો. ત્યાં શ્રીકૃષ્ણે પૂંછડી એકદમ છોડી દીધી. આખલો બાળકોની તરફ દોડ્યો. તેઓની પાસે પહોંચી ગયો. બાળકોનાં તો હોશકોશ ઉડી ગયા. પાંચ સાત છોકરા દોડતા દોડતા બીકના માર્યા જમીન પર પડી ગયા. કૃષ્ણે દોડીને ફરીથી તેની પૂંછડી પકડી લીધી. કૃષ્ણ અને આખલા વચ્ચે વળી પાછી ખેંચતાણ શરૂ થઈ.

એક છોકરે કહ્યું:—"ભાઈ મહેરબાની કરી હવે તારો ખેલ તું બંધ કર. તું તો ખેલે છે અને અહિં અમારા તો જીવ ગભરાય છે." શ્રીકૃષ્ણે હસીને જવાબ આપ્યો:—"ઠીક, લો ત્યારે મારો ખેલ બંધ કરૂં છું અને આખલાને છૂટો મૂકું છું. કરૂં ને એમ? પછી તમે જાણો ને એ જાણે."

એમ કહ્યું ત્યાં તો છોકરાઓમાં ગભરાટ ફેલાઈ ગયો અને બધા કાલાવાલા કરી 'તેને છોડીશ નહિં, છોડીશ નહિં' એમ કહેવા લાગ્યા. એક કહે,—"ભાઈ સાહેબ, નહિં, નહિં." બીજો કહે,—"અરે અમે પગે લાગીએ, બાપા છોડતો નહિં." ત્રીજો કહે,—"તું કહે તે કરીએ, તેને છૂટો ન કરીશ."

એક છોકરે તો ખીજાઇને કહ્યું:—"અમે તો તને ભલો આદમી સમજતા હતા." બીજો:—"અમે મરી જઈશું તો પીડા ઓછી, પણ તું શું મોઢું લઇને વ્રજમાં જઇશ તે તો કહે?"

શ્રીકૃષ્ણે હસીને જવાબ વાળ્યોઃ—"ઠીક ભાઈ ઠીક! તમે દિલગીર નહિં થાઓ. લો હું એને હમણાંજ પુરો કરી નાખું છું." એમ કહી શ્રીકૃષ્ણે આખલાની પૂંછડી પકડી તેને જોરથી જમીન પર પટકી નાખ્યો. તેનું માથું ફાટી ગયું. માથું



ફાટવાનો અવાજ એટલા જોરથી થયો કે આખું વૃંદાવન ધ્રુજી ઉઠ્યું. ગામનાં સ્ત્રીપુરુષો અને નંદજશોદાજી ત્યાં દોડી

આવ્યાં. રાધા પણ ત્યાં આવી પહોંચી હતી. તે બહુ બોલકણી હતી. શ્રીકૃષ્ણ સાથે તેને બહુ સ્નેહ હતો. તે હસીને બોલી:—"જો કૃષ્ણ, તેં આખલાને મારી નાખ્યો; માટે તું તીર્થસ્નાન કર્યા વગર મારા ઘરમાં આવતો નહિં હો." આ વખતે રાધાની મા ત્યાં હતી. તેણે રાધાને ધમકાવીને કહ્યું:—"તે તો રાક્ષસ હતો. તું નકામી નકામી બડબડ શું કર્યા કરે છે? બહુ ડાહી છે તે જાણ્યું?"

રાધાએ કહ્યું:—"વાહરે! રાક્ષસ હતો તોએ શું થયું? તેણે આખલાનું રૂપ તો ધારણ કર્યું હતુંજ ને? ગાયના દીકરાને માર્યો છે. એટલા માટે શ્રીકૃષ્ણને તીર્થ—સ્નાન કરવુંજ જોઇએ."

બધાં એક બીજાના મોં સામું ટગર ટગર જોવા લાગ્યાં. એટલામાં શ્રીકૃષ્ણે રાધાનો હાથ પકડીને કહ્યું:—"લે રાધા, તું પણ અભડાઈ ગઈ! હવે તો તને પણ તીર્થ—સ્નાન કરવું પડશે." રાધા ગભરાઈ અને રડવા લાગી. રાધાની મા અને યશોદાજી બોલ્યાં:—"શ્રીકૃષ્ણ આ તેં શું કર્યું?"

રાધાને રડતી જોઈ શ્રીકૃષ્ણ તેને પટાવવા લાગ્યા અને બોલ્યા:—"રાધા, ગુસ્સો ન કર. હું બધાં તીર્થોને અહિં બોલાવી લાવું છું." પછી શ્રીકૃષ્ણે વ્રજની પાસે બે કુંડ ખોદાવ્યા. બધાં તીર્થ હાજર થયાં. તેઓએ પોતપોતાના નામ બતાવી કુંડોમાં પાણી ભર્યાં. એકમાં શ્રીકૃષ્ણ નાહ્યા અને બીજામાં રાધા નાહી. ત્યારથી તે કુંડોના રાધાકુંડ અને શ્રીકૃષ્ણકુંડ નામ પડ્યાં.

---

# ૩૩ વસુદેવ અને દેવકીજીને ફરી કેદ

અને

## કેશી નામના રાક્ષસનો વધ

નારદજીએ કંસ પાસે આવીને કહ્યું:—"હે કંસ! વસુદેવના બે છોકરા વૃંદાવનમાં છે. કૃષ્ણ નામનો છોકરો દેવકીજીના આઠમા ગર્ભનો છે. તેં જે છોકરીને મારી તે તો માયા હતી અને તે યશોદાજીના ગર્ભથી જન્મેલી હતી. વસુદેવ કૃષ્ણને ગોકુળમાં મૂકી આવી માયાને લઈ આવ્યા હતા." એટલું કહી નારદજી ચાલ્યા ગયા. કંસ બહુજ નારાજ થયો. તેણે વસુદેવ અને દેવકીજીને કેદ કર્યાં અને પોતાના મંત્રીઓની સલાહ લીધી. મંત્રીઓએ સલાહ આપી કે, શ્રીકૃષ્ણ અને બળદેવજીને અહીં બોલાવો. અહીં આપણા પહેલવાનો તેને મારી નાખશે. કંસને આ સલાહ પસંદ પડી. પછી તેણે અક્રૂરજીને બોલાવીને કહ્યું કે તમે શ્રીકૃષ્ણ અને બલદેવજીને અહીં બોલાવી લાવો. કહેજો કે મહાદેવનો યજ્ઞ છે.

અક્રૂરજી ગયા. પછી કંસે કેશી નામના રાક્ષસને શ્રીકૃષ્ણને મારવા મોકલ્યો. કેશી રાક્ષસે ઘોડાનું રૂપ ધારણ કર્યું. તેણે શ્રીકૃષ્ણને ચાવી જવાનો નિશ્ચય કર્યો હતો. પણ શ્રીકૃષ્ણે તેના બે કાન પકડી એવી રીતે ખેંચ્યા કે તેને ચકકર આવી ગયાં. તે બેભાન થઈ જમીન પર પડયો. ત્યારે શ્રીકૃષ્ણે હસીને કહ્યું:—"જુઓ તો ખરા, આ બહાદુર આપણને મારવા

આવ્યો હતો!" પછી તો મરવા પડેલા કેશી રાક્ષસને કોઈ



ઠોકર મારે, કોઇ તેની કેશાવળી ખેંચે અને કોઈ તેના પર બેસી કૂદકા મારે. જ્યારે કેશીને ભાન આવ્યું ત્યારે તે એકદમ કૂદકો મારી ઉભો થઈ ગયો. ઉપર બેઠેલા છોકરાઓ ધબા-

ધબ નીચે ગબડી પડયા. પછી રાક્ષસ મોંહ ફાડી કૃષ્ણ પર ધસ્યો, કૃષ્ણે તેના મોંહમાં હાથ ઘાલી તેની જીભ પકડીને ખેંચી કાઢી, એટલે તે ત્યાંજ પડીને મરી ગયો.

પછી શ્રીકૃષ્ણ વનમાં જઈ ખેલવા લાગ્યા, તે વખતે વ્યોમાસુર નામનો રાક્ષસ બાળગોવાળીયાનું રૂપ ધારણ કરી આવ્યો અને કહેવા લાગ્યોઃ—" મને પણ રમાડીશને ?" શ્રીકૃષ્ણે કહ્યુંઃ—" હા આવ. " પછી વરૂ ને બકરીની રમત રમવા લાગ્યા. વ્યોમાસુર વરૂ બન્યો; બાળગોવાળીયાઓ બકરાં બન્યાં અને શ્રીકૃષ્ણ ગોવાળીઆ બન્યા. વ્યોમાસુર એક બાળગોવાળીયાંને પકડીને લઈ જાય, તેને પર્વતની ગુફામાં નાખી આવે અને ગુફાના દરવાજા પર મોટા પત્થર મૂકે. કૃષ્ણ એ જોઇ હસ્યા કરતા હતા, મનમાં બોલતા બીચારાને ખુશી થવા દો !

એમ કરતાં કરતાં રાક્ષસ બધા બાળકોને ગુફામાં પૂરી આવ્યો. પછી શ્રીકૃષ્ણ સાથે લડવા તૈયાર થયો. શ્રીકૃષ્ણે તો મુક્કા પર મુક્કા લગાવી તેનાં હાડકાં ખોખરાં કરી નાખ્યાં. છેવટે બિચારાનો દમ નીકળી ગયો. શ્રીકૃષ્ણ બધા બાળકોને ગુફામાંથી બહાર કાઢી લાવ્યા.

શ્રીકૃષ્ણ જેવા વીર બાળકો સાથે વેર કરી ક્યાં કોઈ જીવતા રહ્યા છે !

---

# ૩૪ શ્રીકૃષ્ણની મથુરામાં પધરામણી.

અક્રૂરજી વૃંદાવન પહોંચ્યા. નંદજીને ખબર આપી કે કંસ બોલાવે છે. એ સાંભળી નંદજી ઉદાસ થઈ ગયા. શ્રીકૃષ્ણ અને બળદેવજી તો ખુશ ખુશ થઈ ગયા. રથો અને ગાડીઓ જોડી, નંદજી, બીજા પુરૂષો, શ્રીકૃષ્ણ અને તેમના બાળગોવાળ મિત્રો બધા સાથે મળી ચાલ્યા. મથુરામાં આવી પહોંચ્યા. જમનાજીને કિનારે બધાએ વિસામો લીધો.

અક્રૂરજીએ જઈ કંસને ખબર આપી. કંસે પોતાના રાક્ષસોને બોલાવીને કહ્યું:—"આજે કોઈપણ રીતે આ છોકરાઓને મારી નાખજો."

શ્રીકૃષ્ણ, બળદેવજી અને નાના ગોવાળીયાઓ સાથે મળીને મથુરામાં ફરવા નીકળ્યા. રસ્તામાં એક ધોબી મળ્યો. તે કંસનાં કપડાં ધોતો હતો.

શ્રીકૃષ્ણે ઈસારો કર્યો, એટલે બધા બાળગોવાળીયાઓ કપડાં લૂટવા લાગ્યા. તેઓને તેમ કરતાં ધોબીના નોકરોએ રોકયા. જે રોકવા આવ્યા તેમને તો ગોવાળીયાઓએ તોબા તોબા પોકરાવી. પછી ધોબી શ્રીકૃષ્ણ પર ધસ્યો. કૃષ્ણે તેને મારી નાખ્યો.

હવે કૃષ્ણ, બળદેવજી અને બાળગોવાળીયાઓએ કપડાં પહેર્યાં. બાળગોવળીયાઓએ ગમ્મત કરી. હાથની બાંયમાં પગ ખોસ્યા અને પગોના લટકતા ભાગ માથાપર રાખ્યા.

શ્રીકૃષ્ણ અને બળદેવજી આ ગમ્મત જોઇ જોઇને હસવા લાગ્યા. એટલામાં કોઈ દરજી આવ્યો. તેણે મોટાં મોટાં કપડાં



કાપી નાખ્યાં અને બધાંને બંધબેસતાં સીવીને પહેરાવ્યાં. પછી બધા ચાલતા થયા. આગળ ચાલતાં બાળકોને એક માળી મળ્યો. તેણે ફૂલોની માળા બનાવીને પહેરાવી. થોડેક ગયા એટલે એક ગલીના નાકા પર એક ખૂંધી સ્ત્રી

ઉભી હતી. તેણે શ્રીકૃષ્ણ અને બળદેવજીની કેશર, ચંદન અને ફૂલોથી પૂજા કરી. નાના ગોવાળીયાઓને પણ કેશર લગાડ્યું. શ્રીકૃષ્ણે ખુશી થઇને તેની ખૂંધ સીધી કરી, એટલે તે એક સુંદર સ્ત્રી બની.

આખાયે શહેરમાં શ્રીકૃષ્ણના આવવાથી ધમાલ ચાલી રહી હતી. બાળકો ઘરડાંઓ, જવાન સ્ત્રી પુરૂષો, બધાં શ્રીકૃષ્ણ ને જોઈ રહ્યાં હતાં અને ખુશ થતા થતા માંહોમાંહ એક બીજાને કહેતાં હતાં કેઃ–"આ બાળક કંસના મોટા મોટા રાક્ષસોને માર્યા છે! ધન્ય છે આ બાળકને! ભગવાન કરેને કંસ પણ આ બાળકના હાથે માર્યો જાય!"

ફરતા ફરતા શ્રીકૃષ્ણ ધનુષ–મંદિરમાં પહોંચ્યા તેમને અંદર જતાં સીપાઈઓએ રોકયા, પણ કૃષ્ણ તો તેઓને મારી પીટીને અંદર ગયા. ત્યાં શંકરનું બહુજ મોટું ધનુષ પડેલું હતું. શ્રીકૃષ્ણે તેને ઉપાડીને ખેંચ્યું. ધનુષ પટ દઈને તૂટી ગયું. તેના તૂટવાના અવાજથી મથુરા ધણધણી ઉઠયું. કંસ ગભરાયો. તેણે પૂછ્યુંઃ–"આ ભયંકર અવાજ શેનો થયો? ધનુષ–મંદિરના નાસી ગએલા કેટલાક રખેવાળોએ આવીને ધનુષ તૂટવાની વાત કંસને સંભળાવી. કંસે એકદમ હુકમ કર્યોઃ–"હમણાંજ જઈ બંને છોકરાઓને મારી નાખો." સીપાઈઓ ગયા. પણ શ્રીકૃષ્ણે અને બળદેવજીએ તે બધાને મારી નાખ્યા.

જ્યારે કંસનો એક સીપાઈ જીવતો રહ્યો નહિ ત્યારે

શ્રીકૃષ્ણ અને બળદેવજી પોતાના મિત્રો સહિત પોતાના મુકામે ગયા. નંદજીએ બંનેને છાતી સરસા ચાંપ્યા અને કહ્યું:— "અહીં તોફાન નહિં કરો. આ કંઈ વૃંદાવન નથી." કૃષ્ણે હસીને કહ્યું:—"ભાઈ! જ્યાં તમે અને અમે છીએ ત્યાં તો વૃંદાવનજ છે એમ સમજવું. તમે કંઈ ફિકર કરો નહિ." પછી બોલ્યા "બહુજ ભૂખ લાગી છે. કંઇક ખાવાનું તો આપો."

યશોદાજીએ પોતાના બાળકો માટે સુંખડી કરી સાથે લીધી હતી. બંને ભાઇઓએ પોતાના દોસ્તો સાથે બેસીને સુંખડી ખાધી. આખો દિવસ રમ્યા. રાત્રે પાછા ખાઇ પી સુઈ ગયા.

---

## ૩૫ કુવલયાપીડનો વધ

સવાર થઈ. નંદજી અને બીજા બધા ગોપો ભેટ સોગાદ લઈ લઇને દરબારમાં ગયા. પાછળથી શ્રીકૃષ્ણ અને બળદેવજી પણ બાળગોવાળો સાથ ચાલ્યા. દરબારને દરવાજે પહોંચ્યા. ત્યાં કુવલયાપીડ નામનો હાથી રસ્તો રોકીને ઊભો હતો. બળદેવજીએ મહાવતને કહ્યું:—"હાથીને બાજુપર ખસેડ કે અમે અંદર જઇએ." મહાવત બોલ્યો:—"ભાગી જાઓ. અંદર જઈ શકાશે નહિ." આ સાંભળી એક ગોવાળે કહ્યું:—"શ્રીકૃષ્ણ મહારાજને માટે તો રસ્તો મોકળો કર?

મહાવતે ઠઠ્ઠો કરી કહ્યું:—"વાહરે તમારા મહારાજ!

એની શીકલ તો જોઉં ! ” પછી બળદેવજી બોલ્યાઃ—“ સીધી-રીતે માને છે કે કેમ ? નહિં તો હમણા ચખાડું તને સ્વાદ ? ” આ સાંભળી મહાવતે ગુસ્સે થઈ બળદેવજીપર હાથી છોડી



દીધો. બળદેવજીએ હાથીના માથાપર એવા જોરથી મુક્કો માર્યો કે તે એક ચક્કર ફરી પાછળ હટી ગયો. મહાવતે ફરીથી હાથીને આગળ ધકેલ્યો. શ્રીકૃષ્ણ હસતા હસતા આગળ આવી

ઉભા. તરતજ હાથીએ તેમને સુંઢથી પકડ્યા અને પગની નીચે દબાવી ચીરવા ગયો. ત્યાં તો બળદેવજીએ તેની પૂંછડી પકડીને એવા તો જોરથી ઝટકો લગાવ્યો કે તે જમીનપર બેસી પડ્યો. તેના પગ ઉંચા થઈ ગયા ને શ્રીકૃષ્ણ છૂટી ગયા. હાથી ફરી ઊઠીને શ્રીકૃષ્ણ તરફ ધસ્યો. કૃષ્ણ દિવાલપર ઊભા થઈ ગયા. જેવો હાથી માથું મારવા ગયો કે શ્રીકૃષ્ણ ઉછળીને તેનાં દંતુશળપર ઊભા થઈ ગયા. દિવાલ તૂટી પડી. શ્રીકૃષ્ણે મહાવતનું ગળું દબાવીને તેને નીચે ફેંક્યો. પછી પોતે નીચે કુદી પડ્યા.

હવે શ્રીકૃષ્ણે હાથીના બંને દાંતો પકડીને તેને જમીન-પર પછાડ્યો. શ્રીકૃષ્ણ અને બળદેવજી હાથીનો એક એક દાંત ખેંચી કાઢી, હાથમાં લઈ હસતા હસતા રંગભૂમિ તરફ ચાલ્યા. બાળગોવાળો અને મથુરાના બીજા સેંકડો બાળકો પણ શ્રીકૃષ્ણની જય બોલતા તેમની પાછળ પાછળ ચાલ્યા.

## ૩૬ ચાણૂર વગેરે પહેલવાનોનું મોત

જ્યારે શ્રીકૃષ્ણ રંગમંડપમાં પહોંચ્યા ત્યારે કંસને પોતાનું આવી બન્યું છે એમ લાગ્યું. શ્રીકૃષ્ણને પહેલવાનોએ પોતાનો કાળ માન્યો. શહેરના લોકોએ તેમને પોતાના રક્ષક તરીકે ઓળખ્યા અને બાળગોવાળોએ પોતાના એક બહાદુર મિત્ર તરીકે જોયા.

શ્રીકૃષ્ણના રંગમંડપમાં આવતાં વારજ ચાણુર નામનો મહેલવાન આગળ આવ્યો ને બોલ્યો:—" મહારાજ તમારી બહાદુરીનાં વખાણ સાંભળી ખૂશ ખૂશ થયા છે. તેઓ પોતાની આંખોએ તમારી બહાદુરી અને લડવાની શક્તિ જોવા ઈચ્છે છે. માટે આવો આપણે બંને કુસ્તી લડીએ " શ્રીકૃષ્ણે કહ્યું:—



" ચાલો હું તૈયાર છું. " પછી બંનેએ બાથ ભીડી. બે ચાર

ક્ષણમાંજ શ્રીકૃષ્ણે ચાણુરને જમીનપર પછાડ્યો અને એવો તો જોરથી દબાવ્યો કે તેના પ્રાણ નીકળી ગયા. આ જોઈ કંસે બૂમ પાડી:—"અરે આ છોકરાને પકડો ! મારો ! આ તો ઘણો નાલાયક છે." આથી કંસના બીજા પહેલવાનો શ્રીકૃષ્ણપર તૂટી પડ્યા. પરંતુ બધાને શ્રીકૃષ્ણ અને બળદેવજીએ મળી જમીનદોસ્ત કર્યા.

---

## ૩૭ કંસ વધ

---

કંસના જુલમથી મથુરાના લોક કંટાળી ગયા હતા. તેથી તેઓએ પણ કહ્યું:—"કૃષ્ણ ! આ પાપી કંસનો પણ હવે નાશ કરો. અને તમારાં માતાપિતાને કેદમાંથી છોડાવો." કંસે કહ્યું:—"સીપાઇઓ ! આ શહેરના લોકોને અને શ્રીકૃષ્ણને અત્યારેજ મારી નાખો."

સીપાઈઓ તો બીકના માર્યા ઊભા રહી થરથર ધ્રૂજતા હતા. શ્રીકૃષ્ણ ઝડપથી સિંહાસનપર ચઢી ગયા. જેવો કંસ પોતાની તલવાર કાઢવા ગયો કે તરતજ શ્રીકૃષ્ણે કંસના વાળ પકડી તેને જમીનપર પછાડ્યો. એવો પછાડ્યો કે કંસના પ્રાણ નીકળી ગયા. જેવો કંસ મરાયો કે તરતજ આકાશમાંથી દેવોએ ફૂલ વરસાવ્યાં. કંસના સાત આઠ ભાઇઓ હતા; તે કૃષ્ણની સાથ લડવા આવ્યા. તેઓને પણ શ્રીકૃષ્ણે મારી

નાખ્યા. શહેરના લોકોએ શ્રીકૃષ્ણના જયનાદથી આકાશ ગજાવી



મૂકયું. નંદજી તો પોતાના બાળકની આવી બહાદુરી જોઇને આનંદમાં તલ્લીન થઈ ગયા.

---

## ૩૮ છેવટ.

શ્રીકૃષ્ણે જઇને વસુદેવ, દેવકીજી અને ઉગ્રસેનને કેદમાંથી છૂટા કર્યા. શ્રીકૃષ્ણ અને બલદેવજી તેમને પગે લાગ્યા.



તેઓએ બંનેને છાતી સરસા ચાંપ્યા. તે વખતના હર્ષનું વર્ણન થઈ શકે એમ નથી.

પછી બધાએ મળીને ઉગ્રસેનજીને મથુરાની ગાદીપર બેસાડ્યા. આખા શહેરમાં તેમના નામની આણ ફેરવી.

બંને બાળકોને ( શ્રીકૃષ્ણ અને બળદેવજીને ) ભણાવવા માટે તેમના માતાપિતાએ ઉજ્જૈનમાં સાંદીપનિ ઋષિ પાસે મોકલ્યા. ત્યાં તેઓને સુદામા નામના એક ગરીબ બ્રાહ્મણ સાથે દોસ્તી થઈ. તે દોસ્તી તેમણે આખી જીંદગી નિભાવી. થોડાજ વર્ષમાં તેઓએ બધી વિદ્યા પ્રાપ્ત કરી. જ્યારે તેઓ પોતાને ઘેર જવા લાયક થયા ત્યારે તેઓએ ગુરૂજીને કહ્યું:–"આપ જે આજ્ઞા કરો તે ગુરૂદક્ષિણા અમો આપને ધરીએ. સાંદીપનિ ઋષિએ જવાબ આપ્યો:–"મારા પુત્રને સમુદ્રે ડુબાવી દીધો છે, તેને લઈ આવો." કૃષ્ણ અને બળદેવજી સમુદ્ર પાસે ગયા. સમુદ્રે વિનંતિ કરી કહ્યું:–"મારો એમાં બીલકુલ વાંક નથી. પંચજન નામનો રાક્ષસ મારા પેટમાં રહે છે તે તે છોકરાને પકડી લઈ ગયો છે." શ્રીકૃષ્ણે જઇને રાક્ષસને મારી નાખ્યો અને તેની પાસેથી પાંચજન્ય નામનો શંખ છીનવી લીધો. ત્યાં તેમને માલમ પડ્યું કે છોકરાને તો યમરાજ લઈ ગયા છે. એટલે શ્રીકૃષ્ણ યમપુરીમાં ગયા. ત્યાંથી સાંદીપનિના પુત્રને લઈ ગુરૂની પાસે ગયા. ગુરૂએ હજારો આશિષ દીધી.

પછી ગુરૂની આજ્ઞા લઈ તેઓ પોતાને ઘેર ગયા. વ્હાલાં બાલકો! શ્રીકૃષ્ણે પોતાની જવાનીમાં કેવાં કેવાં કામો કર્યાં છે તેનું વર્ણન હું તમને 'ચક્રધર શ્રીકૃષ્ણ' નામની ચોપડીમાં બતાવીશ.

**બોલો! બાલ વીર શ્રીકૃષ્ણની જય!**

---

"શ્રી કૃષ્ણ પરમાત્મા સ્વરૂપે સર્વવ્યાપી છે. તેમનું જીવન સર્વને આકર્ષે છે. તેમના જીવનની પ્રવૃત્તિ મનુષ્ય માત્રને દૃષ્ટાન્તરૂપ છે. તેમના જીવનની શાન્તિ સર્વ સંસારીઓનું અનુપમ ધ્યેય છે. જીવનના કોલાહલમાં અને જીવનના મધુરા પ્રસંગોમાં, સંસારની હાડમારીઓમાં અને સંસારના ઉત્સાહભર્યા ઉત્સવોમાં, ગામડાંઓમાં, ગોવાળીઆઓના સાથમાં કે ન્યાયાસનપર વિરાજતા ન્યાયનીતિજ્ઞ મહાપુરૂષોના સમુદાયમાં જ્યાં જ્યાં જોશો ત્યાં ત્યાં કૃષ્ણજીવન માર્ગદર્શક અને શુભવિધાયક જણાશે. એવા માનવ જીવનમાં સર્વત્ર વ્યાપી રહેલા શ્રી કૃષ્ણના ચરિતામૃતની પ્રસાદી કૃષ્ણ જન્મોત્સવને શુભ અવસરે બાળકો પાસે મુકવાનું સદ્ભાગ્ય મેળવનાર લેખની ખરેખર ધન્ય છે."

એ મૂળ લખાણને ગુજરાતીમાં ઉતારી આપનારને પણ ધન્યવાદ ઘટે છે. તેમના પ્રયાસો બાળકો પાસે રજુ કરવામાં મ્હને ભાગ મળે છે તે હું મ્હારૂં પણ સદ્ભાગ્ય માનું છું.

લક્ષ્મી નગર<br>મુંબાઇ નં. ૨૧<br>શ્રાવણ વદ ૮ મ<br>વિ. સં. ૧૯૮૬.

સૌ. મુદ્રિકા અંજારિયા.

Cover Printed at the Lakshmi Art Printing Works, Byculla, Bombay, 8.